સુધારા  વધારા સાથે.

# પ્રવિણા વિલાસી

## કાવ્ય—માળા

ભાગ બીજો.



દોહરો.

કરો ભક્તિ કીરતારની, કરો પરમાર્થ કામ;
સુકૃત જગમાં કરો, સદા રહે અવિચળ નામ.



રચનાર તથા છપાવનાર,
લાલશંકર ઇશ્વરલાલ ત્રીવેદી તથા
શંકરલાલ પીતામ્બર વ્યાસ,
કાળુપુર ભંડેરી પોળ—અમદાવાદ તથા મુંબઈ.



સંવત ૧૯૭૪.] સર્વ હક્ક સ્વાધીન. [સને ૧૯૧૮.
આવૃત્તિ બીજી પ્રત ૧૦૦૦.
મુલ્ય એક આનો.

પહેલો ભાગ અમારી પાસેથી મળશે.

# ગુજરાતી ઑપીરા [illegible] કોર્ટમાં પૂછાતા સવાલો.

—:o:—

## પ્રભુને ત્યાં પાપ પુન્ય જરૂરથી પૂછાશે.

તમે કેટલા બંગલાઓ બનાવ્યા ? તમે કેટલા દામ ગાંઠે બચાવ્યા ?
ચલાવી તમે કેટલી ત્યાં દુકાનો ? પ્રભુ તે તમોને નથી પુછવાનો.
તમે કેટલી રોજ ચીરોઠ ફુંકી ? તમે કેટલી વાપરી ચાહ ભુકી ?
તમે ચાવતા કેટલા રોજ પાનો ? પ્રભુ તે તમોને નથી પુછવાનો.
કઇ જાતના પહેરતા બુટ જોડા ? ઘરે રાખતા કેટલા ગાય ઘોડા ?
હતા કેટલા ગાડી ને ગાડીવાનો ? પ્રભુ તે તમોને નથી પુછવાનો.
તમે કેટલી ભાઈ ભાષા ભણ્યા છો ? બીએ, એમે. એમડી શું થયા છો ?
થયા છો જે.પી., છે ચાંદ સી.આઇ.ઇ.નો ? પ્રભુ તે તમોને નથી
પુછવાનો.

કઈ જાતના બારતા ઘેર લેમ્પો ? કઈ જાતની વાપરી બેસ્ટ કેપો ?
બીજો ડ્રેસ હતો કેવો પહેરવાનો ? પ્રભુ તે તમોને નથી પુછવાનો.
તમે કેટલાં ભાઈ વસ્ત્રો ભેગાં કર્યાં છે ? કઈ જાતના અતરો વાપર્યાં છે ?
તમે વાપર્યાં પાન ગુલાબદાનો ? પ્રભુ તે તમોને નથી પુછવાનો.
ઉનાળે હવા ખાવા કયે સ્થળે જાતા ? તમે રેલવેમાં કયો વર્ગ લેતા ?
તમે કેટલી મીજબાની કરી જુવાનો ? પ્રભુ તે તમોને નથી પુછવાનો.
મુલાકાત લીધી તમે હોટલોની ? ભાગી ગરદનો કેટલી બોટલોની ?
લવંડર અને સેન્ટની શીશીઓની ? પ્રભુ તે તમોને નથી પુછવાનો.

## ત્યારે પ્રભુ તમોને શું પુછશે ?

તમે કેટલી પ્રભુની ભક્તિ કીધી ? ગરીબો તણી શી આશીશ લીધી ?
તમે કેટલાં કીધાં પુન્ય કામો ? પ્રભુ તે તમોને જરૂરથી પુછવાનો.

———

# ફેશનેબલોને સ્વર્ગની નોટીસ.

## (Notice from Heaven.)

( રાગ—ધરી યાદ અમદાવાદથી એકાદ વસ્તુ લાવજો. )

પ્રીય બેન બંધુઓ આ નોટીસ ધ્યાનમાં રાખજો,
વળી હોય દીલમાં જો દયા તો દુર્ગુણોને ત્યાગજો;
સ્વર્ગમાં સુધરેલ ફેશન નહી મળે તે લાવવા સંભારજો,
માટે સર્વ સામગ્રી લઇને તમે સ્વર્ગ વહેલા આવજો.
ચીતા તમે ચીરૂડની પ્રથમ તે ખડકાવજો,
વળી ઉપર બીડીઓના બંડલો ખાસ તે રખાવજો;
સળગાવવાને માચીસ બોકસનો ઓરડર તમે આપજો,
સર્વ સામગ્રી લઇને તમે સ્વર્ગ વહેલા આવજો.
હોટલનું ત્યાં નામ નથી તો વસ્તુ ક્યાંથી મળશે ?
અહા ! ગરમ ચહાના પ્યાલા બનાવી કોણ આપશે ?
કોકો અને કોફી તણા ડબા લાવવા સંભારશો,
સર્વ સામગ્રી લઈને તમે સ્વર્ગ વહેલા આવજો.
સોડા લેમનની શીશીઓની પેટી પેક કરાવજો,
વળી અંદર વીસ્કી બ્રાન્ડીની બોટલોને રખાવજો;
જીંજર ટોનીકની તપાસમાં ધ્યાન તમે રાખજો,
રાસબરીનો સવાદ ચાખવા સ્વર્ગ વહેલા આવજો.
ડોકટર કે ત્યાં વૈદ્ય નથી તો દવા કોણ આપશે ?
અહા ? તાકાત આપનાર ટોનીક ગોળીઓ કોણ તે ચખાડશે;
કોડલીવર ઓઇલ ને સીરપફોસફેટ લાવવા સંભારશો,
સર્વ સામગ્રી લઈ તમે સ્વર્ગ વહેલા આવજો.

એકાદ ઉંટ વૈદ્યને ખાસ લાવવા સંભારશો,
નાડી વૈદ્યના ઢોંગી નેતાને ખાસ તેડી લાવજો;
પેટંટ દવાનું પોકળ ચલાવનાર પ્રોફેસરને લાવજો,
સર્વ સામગ્રી લઇ તમે સ્વર્ગ વહેલા આવજો.

શરાબ ખાનાખરાબના શોખીનો ધ્યાનમાં રાખશો,
જો જેન્ટલમેન હો તો પીપો પેક કરીને લાવશો;
ચપણીઉ ને ચણા ખાસ લાવવા સંભાળશો,
વળી સર્વ સામગ્રી લઈ તમે સ્વર્ગ વહેલા આવજો.

રમવાને પલેઇંગ કારડસના પતાં લાવવા સંભારજો,
વળી સોકટાંબાજીના શોખીનો ખાસ ધ્યાનમાં રાખશો;
જરથી તમે જેન્ટલમેન હો જે જોઇએ તે લાવશો,
સર્વ સામગ્રી લઇ તમે સ્વર્ગ વહેલા આવજો.

હેર કટીંગ સલુન ત્યાં નથી તો કેમ તમને ચાલશે,
અહા! ફેશનેબલ બાલ તમારા કોણ ત્યાં કાપશે;
પ્રખ્યાત એક બારબર લાવવાને તે સંભારશો,
સર્વ સામગ્રી લઇ તમે સ્વર્ગ વહેલા આવજો.

નાટક ચેટકના નવીન નખરા કોણ બતાવશે,
તાલીમબાજ એકટીંગો કોણ ત્યાં દેખાડશે;
એકાદ હુશીયાર એકટરને સાથે તેડી લાવશો,
સર્વ સામગ્રી લઈ તમે સ્વર્ગ વહેલા આવજો.

ઓરડર પ્રથમ આપતાં ચહા લાવી કોણ આપશે,
અહા! ગરમ ગરમ ભજીયાનો સ્વાદ કોણ ચખાડશે;
માટે એકાદ હુશીયાર હોટલમેનને સાથે તમે લાવશો,
સર્વ સામગ્રી લઇ તમે સ્વર્ગ વહેલા આવજો.

કોલર નેકટાઇ ને પીનો પહેરવાને લાવશો,
સ્ટોકીંગ સ્ટીકો લાવવા ખાસ તે સંભારશો;
ચશ્મા અને ચીરૂટ ખાસ સંભારી લાવશો,
સર્વે સામગ્રી લઈ તમે સ્વર્ગે વહેલા આવજો.
સાર ફેશનથી મળ્યો નહી કરતાં બહુ વીચાર;
ફેશન વ્યસનના ફંદથી દુનીયા થઇ ખુવાર.

## દારૂના ફાયદા.

તમારા કુટંબને ભીખ માગતુ કરવું હોય તો દારૂડીયા બનો;
ઘરમાં એક પાઇ પણ રહેવા ના પામે તે કરવું હોય તો દારૂડીયા બનો.
આબરૂનું પ્રદર્શન ભરવું હોય તો દારૂડીઆ બનો;
ઘરની બાયડીની પાસે જણુસ દાગીના ન રાખવા હોય તો દારૂડીયા બનો.
ઘરના છોકરાને ભીખ મગાવવી હોય તો દારૂડીયા બનો;
શરીરનું સત્યાનાશ વારવું હોય તો દારૂડીયા બનો.
આબરૂ અને બુદ્ધીના ખટારા ભરવા હોય તો દારૂડીયા બનો;
દાકતરને ત્યાં દરરોજ જવું હોય તો દારૂડીયા બનો.
ખરાબમાં ખરાબ કંગાળ અવસ્થા ભોગવવી હોય તો દારૂડીયા બનો;
જલદી સ્વર્ગધામ જવું હોય તો દારૂડીયા બનો.
કુરાન બાઇબલ ગીતાનું અપમાન કરવું હોય તો દારૂડીયા બનો;
કાયમના માટે અશક્ત બનવું હોય તો દારૂડીયા બનો.
કાયમના માટે રોગી બનવું હોય તો દારૂડીયા બનો;
બુઢાપો જલદી લાવવો હોય તો દારૂડીયા બનો.
ખાવાને પુરતું અન્ન ના મળે તેમ કરવું હોય તો દારૂડીયા બનો;
બજારમાં કોઈ પૈસાનું ધીરે નહી તેમ કરવું હોય તો દારૂડીયા બનો.
(દુનીયાનું નીકંદન કરનાર દારૂ ને વ્યભિચાર છે.)

# દારૂની દુનીયાં ઉપર ચડાઇ.

—:o:—

દારૂ કહે આ દુનીયા માંહી દેવ સરીખો હું ગણાતો;
સર્વ વ્યસનની માંહી પહેલે નંબર પંકાતો.
ગીતા કુરાન ને બાઈબલ મુજને બહુ ધીક્કારે છે;
પણ તે ધર્મના પાલન કરનારા માન મને બહુ આપે છે.
કોઇ છાના કોઈ ઘેરે કોઇ પીઠે જઇને પીતા;
ધર્મ દોષના બાદ થકી આજે વીરલા નર તે બીતા.
પ્યાલો પ્રથમ પેટમાં પડતાં જોર શરીરમાં જણાતું;
બીજો પ્યાલો ચઢાવતાં તો મ્હોડું ભાઇનું ધુર પ્રાકતું.
રાજાને પણ ગાય થકી તો રંક અતી તેતો કર્યા;
શરાબની સહેલ કરતાં સીધા સોનાપુરમેં ગયા.
દારૂ તારૂ કારૂ મ્હોડું તે દુનીયાને દીવાની કીધી;
કંઈ જણાએ પ્યાલો પીતાં ઈજ્જત આબરૂ મુકી દીધી.
ઘરની નારીનાં ઘરેણા વેચ્યાં પ્યાલો પીવાને કાજ;
શરાબ સાથે શોખજ કરતાં મુકી ઇજ્જત ને લાજ.
ઘી દુધ સાકર ખાવાનું મુકી શરાબ કેમ ભાવે છે;
યમપુરીમાં જાવાનો રસ્તો જલદી તે બતાવે છે.
કુદરત પણ કોપાયમાન થાતાં કેર અતી પછી કરે છે;
મુવાલી જેવા હાલે પછીથી મસ્ત થઈને ફરે છે.
શરીરની શક્તિ ચાલી જાતી નુર જરા નહી દેખાતું;
આવી સરસ ઉન્નતી દેખી મન બહુ કેમ હરખાતું?
શંકર કહે સજ્જન બંધુ દારૂથી શું ફાયદા મળશે?
ધન, દોલત, ઇજ્જત ને આબરૂ સદાને માટે ટળશે.

———

# સુધરેલાની એમ બાબત છે.

## ગઝલ.

સુધારામાં વધી ફેશન, વળી વધ્યાં બહુ વ્યસન;
અમારે બનવું છે ઇંગ્લીશ મેન, અમારી એમ બાબત છે.
ચડાવી નેકટાઇ ને કોલર, પછીથી બન્યા તે સર;
પણ ખીસા નથી ભાઇ તર, અમારી એમ બાબત છે.
પરાણે પચીસ કમાતા, તેમાંથી લોજમાં ખાતા;
બાકીના બડે વ્યસનોમાં જાતા, અમારી એમ બાબત છે.
પગારે તો પુરૂ થાતુ, અરેરે મન્ચલી ભાતુ;
જુવો ફેશનનું ખાતુ, અમારી એમ બાબત છે.
અરે? સાહેબ થઇને ફરવું, માથે કરજ ખુબ કરવું;
ફેશનની હોળીએ બળવું, અમારી એમ બાબત છે.
ચહા, બ્રાંન્ડી અને બોટલ, ચોથી વહાલી લાગે છે હોટલ;
અઢારે વર્ણ ત્યાં જમે છે, અમારી એમ બાબત છે.
બુટ, સ્ટોકીંગ, દંડો ને દારૂ, આચાર વીના તો અંધારૂં;
કેવું છે સ્વર્ગનું બારૂં, અમારી એમ બાબત છે.
સ્ત્રીઓને શોખીન બનાવીશું, અરે ફેશનેબલ ફ્રાક પહેરાવીશું;
ફેશનેબલ માર્ગ બતાવીશું, અમારી એમ બાબત છે.
સુધારો બહુ જો કરતા, શરીરે સીક તો પડતા;
દવા લેવા રોજ રખડતા, અમારી એમ બાબત છે.
શરીરમાં શક્તિ ના દેખાતી, બુદ્ધી બાર કોસ દોડી તો જાતી;
ઉન્નતી આવી તો થાતી, અમારી એમ બાબત છે.
નીતી વીના ઉન્નતી નહી થાશે, બ્રહ્મચર્ય વીના દુઃખ નહી જાશે;
કળા વીના જાહોજલાલી નહી થાશે, ખરી અજમાવેલી બાબત છે.

## ઘરનો સ્વામી ભલે ભીખ માગે પણ હું ફેશનેબલ થઇ ફરવાની.

કથા સાંભળો ફેશન કેરી સુધારામાં હું શું શું કરવાની ?
ઘરનો સ્વામી ભલે ભીખ માગે હું ફેશનેબલ થઇ ફરવાની.
ફેશનેબલ પોલકા પહેરી ફેશનમાં ગુલ થાવાની,
ફેશનેબલ ઘાઘરા સીવડાવી આનંદમાં તો રહેવાની;
ચાલ પણ અપ ટુ ડેટ ફેશની ચાલે ચાલવાની—ઘરનો૦
જુના રીવાજોને જુતા મારી બારીક વસ્ત્ર પહેરવાની,
અંગ ઉઘાડું દેખાશે તેની પરવા જરા નહી કરવાની;
કાળા મુખને ગોરૂ બનાવવા પાવડર ઉપર લગાવવાની—ઘરનો૦
નાટક જોવા જાતે હું આનંદથી ત્યાં જાવાની
ઘરનો સ્વામી ભીખ માગે તેની દરકાર જરા નહી કરવાની;
એડીવાળા બુટ પહેરી છત્રી ઝાલી ફરવાની—ઘરનો૦
ફક્કડ ફેશનેબલ બાલ હોરીને સેંથો અંદર મુકવાની,
ટાપ ટીપ ને ઘોરકો કરવા બનતું હું તો કરવાની;
મડમ બનવાને કાજે હું હીંદુપણું છોડવાની—ઘરનો૦
ફેશનેબલ બીલોરી કાચની બંગડીયો હું પહેરવાની,
ઘરમાં નાણું ના હોય તો ઉધારે મંગાવવાની;
નીતી દયા ને સદાચારનો સુધારો કયે ભવે કરવાની—ઘરનો૦

---

## પંદર લાખની પુંજીનું પાણી.

સુરત શહેરનો સફરી શેઠીઓ મુંબઈ કમાવવાને આવ્યો,
પુંજીમાં પંદર લાખ રૂપીઆ સ્ત્રીને તો સાથે લાવ્યો.

ગ્રાંન્ટ રોડના સ્ટેશન ઉતરી લોજ તરફ વીદાગરી કરી,
ફ્રસ્ટ કલાસ રૂમ રાખીને ચાર્જ દીધો સઘળો ભરી.
વીકટોરીઆને ભાડે કરીને આખા શહેરની પ્રદક્ષણા કરી,
ધંધા જેટલા ધ્યાનમાં આવ્યા લીધા સઘળા હૃદયમાં ધરી.
શોખીન નરનારી શહેર માંહી શોખ સારો કરવાને લાગ્યાં,
નાટક ચેટક સીનેમેટોગ્રાફ આનંદ જોવા લાગ્યાં.
પુંજી હતી પોતાની પાસે દીલમાં જરા નહી ગભરાતાં,
અનેક ફેશનેબલ ચીજો વહોરી આનંદ માંહી હરખાતાં.
સ્વર્ગ પુરી આ મુંબઈ નગરીમાં માત પીતાની ખોટ દેખાતી,
બાકીની તો બધી ચીજો મુંબઈ નગરીમાં નાણાંથી મળતી.
ઘણા દીવસની મોજ પછીથી અનેક તરંગો દીલમાં કર્યા,
અનેક ધંધા શોધી કહાડી પગલાં તેની પાછળ ભર્યાં.
સર્વે ધંધામાં સટ્ટાનો ધંધો સારો દેખાવાને લાગ્યો,
સટ્ટા કરવા સટ્ટા રે કરવાનો તરંગ દીલમાં તો જાગ્યો.
પાયધુની પર પેઢી રાખી દુકાન સારી શણગારી,
અપ ટુ ડેઈટ ફેશનેબલ બનવા મનમાં લીધું વીચારી.
બીલોરી કાચના બહોળા તકતા દુકાનમાં દીધા લગાવી,
હાંડી ઝુમરના ત્યાં ગલાસો દીધા પુશકળ લટકાવી.
પરપોટીયા બેંકમાં નાણું મુકી વહેવાર ચાલુ પોતે કર્યા,
વાજાં વગડાવી પ્રખ્યાત થઈને બોલ શહેરમાં પોતે ફર્યા.
પાંચ દસ ગુમાસ્તા રાખી ધમધોકાર ધંધો ચલાવ્યો,
પવનં ખાવાને ઈલેકટરીક પંખો દુકાન માંહી રખાવ્યો.
ટાઇપ રાઇટીંગ મશીન રાખ્યું સફાઈથી કામો કરવાને,
ભેગાભેગી ધીરધારનો ધંધો લાગ્યો સટોરીઆ કરવાને.

પાંચ કમાયો પચીસ કમાયો રૂપીઆ લાગ્યો કમાવવાને,
પચીસ મુકીયા પચાસ મુકીયા રૂપીઆ ખોવા માંડયા હજારોને.
બીઝનેસમાં પુરૂ નોલેજ ન હતું પારકી શીખામણે ધંધો કરતો હતો,
સટ્ટા બજારમાં સટ્ટા કરવા દીવસે ઉઠી ત્યાંજ જતો.
રૂના સટ્ટા કરતાં કરતાં રૂપીઆ પુશકળ કમાવવાને લાગ્યો,
ચાંદીનો તો સટ્ટા કરવા વીચાર દીલમાં ત્યાં જાગ્યો.
વીનાશ કાળે વીપરીત બુદ્ધી આ ગૃહસ્થની થવા લાગી,
ચાંદાનો તો સટ્ટા કરતાં પુંજી પુશકળ હાથ લાગી.
બીલડીંગ પોતાના ઘરની બંધાવી દીલમાં બહુ રાજીજ થયો,
ઓમ્બે શહેરના સટ્ટા બજારમાં પ્રખ્યાત પોતે થઇ ગયો.
ધીરધાર ને સટ્ટાનો ધંધો ધમધોકાર કરવાને લાગ્યો,
મસત મુનીઓ દુકાનમાં રાખી વેપાર મોટો ચલાવ્યો.
ટેલીફોન નંબર તેર હજારની પેઢી ઓળખાવવાને લાગી,
ચાંદીનો તો સટ્ટો કરતાં ગોળી જબરી ભાઇને વાગી.
પચીસ લાખનો ચોખો ચાંલ્લો ભાઇ સાહેબના કરમમાં આવ્યો,
ઢીલાઢસ ટાંટીયા ને વીલે મોહડે ઘેર આવ્યો.
પચીસ લાખ રૂપીઆ પુરા કેવી રીતે તે કરશું,
ઇજ્જત આબરૂ રાખીને આ દુનીઆમાં કેમ કરીને ફરશું.
અનેક વીચારો કર્યાં પછી મારવાડી સાથે ટેલીફોન ચલાવે છે,
તેર હજાર નંબરની પ્રખ્યાત પેઢીનો માલીક તમને બોલાવે છે.
પાયધુનીની પ્રખ્યાત પેઢી હતી ને મારવાડીને સંદેશ ન આવ્યો,
શું કામ શેઠજી છે તમારે સંદેશો ટેલીફોનથી તુરત કહાવ્યો.
નાણા સંબંધી કામ તમારૂ છે જલદી અહીયાં આવોને,
સવડ બને જો સારી રીતે વીશ લાખના ચેક લાવોને.
મારવાડી જાણે દાવ સારો છે ને ગરજે બ્યાજ સારૂ મળશે,
બંદાનો તો ફેરાનો ફાયદો સારી રીતે તે મળશે.

૭૫૩૩



વીકટોરીયાની અંદર બેસી મારવાડી સટ્ટોરીયાને ઘરે ગયો,
શેઠજીને પધારતાં સાથે આનંદ સતકાર ખુબ થયો.
વીશ લાખ રૂપીઆ જોઇએ હમારે કેમ તમારાથી બની શકશે,
વ્યાજ પણ સારી રીતે સવડ પડતું તે મળશે.
સાત ટકાના સારા વ્યાજે રૂપીઆ વીશ લાખ તેને ધીર્યા,
બેઅએ બેંકના ચેકો આપી શેઠજી ત્યાંથી પાછા ફર્યા.
બીજે દીવસે બીલડીંગને બાઈડીનું ઘરેણું ઘરાણે મુકી દીધું,
પચીશ લાખમાંથી બાવીશ લાખનું દેવુ ભાઈએ ચુકવી દીધું.
ઈજ્જત રાખવાને માટે ગાંઠની મુડી મુકી દીધી,
ધીરધાર કરવાને માટે નાણાં વીના પેઢી બંધ કીધી.
જમે મુકનારા લોકોએ પવન ઝપાટે વાત સાંભરી,
નાણા પાછા મેળવવાને ચાલ્યા ઈરાદો ત્યાંજ કરી.
પંદર લાખની પોતાની પુંજી ગુમાવતાં તેવીશં લાખનું કરજ થયું,
સટ્ટા કેરા ધંધા કરતાં ગાંઠનું ગોપીચંદન ચાલી ગયું.
ઉપરા ઉપરી જનસમાજમાંથી દાવા લાગ્યા કરવાને,
સટ્ટાનો તો ધંધો કરતાં ભાઈ લાગ્યા પોકો મુકવાને.
વીશ લાખ ધીરનાર મારવાડીને પૈસો પાછો એક ના ભર્યો,
હાઈ કોર્ટનો આશરો લેઇને દાવો તેને તુરત કર્યો.
પુરી જુબાની કોર્ટ લેતાં સાર નીકળી તે આવ્યો,
સાદા આતો સદગ્રહસ્થે સઘળો પૈસો સટ્ટામાં ગુમાવ્યો.
ઈજ્જત આબરૂ રાખવા કાજે નારીના ઘરેણાં વેચી દીધાં,
બીલડીંગ વેચી બીજું વેચીને થોડા નાણા પુરાં કીધાં.
પાસે પાઈ દેખાતી નથી આ ગૃહસ્થ હવે તો શું કરશે,
બાવીશ પચીસ લાખનું દેવું કેવી રીતે ભાઇ ભરશે.
ન્યાયાધીશે દયા લાવી નાદારીમાં તો ઠરાવ્યો,
સઘળા જણુની દાવા સાંભળી કેશ કહાડી તો નાંખ્યો.

મારવાડી કહે બારજ વાગ્યા વીશ લાખનું પાણી થયું,
હોંસ શકતી ને શુરાતન સઘળું તરત ચાલ્યું ગયું.
પોતે પછીથી ચાદર ઓઢી બેઠો ત્યાં તો રોવાને,
મારવાડીનો ફજેતો લાગ્યા ત્યાં તો લોકો જોવાને.
સટ્ટાનો તો ધંધો કરતો શેઠીયો પાયમાલ થયો,
મારવાડીને ઈજ્જત આબરૂ સાથે લેતોજ ગયો.
ભારે વ્યાજ સટોરીયા સાથે લેતા ગાંઠની મુડી ગુમાવી,
મારવાડીએ ત્યાંથી પછી ખુબી એક ચલાવી.
મુંબાઇ નગરી છોડીને કલકતા તરફ ચાલ્યો ગયો,
શંકરલાલે સ્વપના માંહ આ સઘળો તરંગ જોયો.
સટ્ટા કેરા ધંધા કરશે કોક દીવસ નક્કી ખાડે પડશે,
ધન ઈજ્જત ને આબરૂ નક્કી ખુવાર તે કરશે.
પ્રભુ સર્વ બંન્ધુને શુદ્ધ બુદ્ધી આપે આશા એવી રાખું છું,
ક્ષમા કરશો હે દેશી ભાઇઓ માફી તમારી માગું છું.
ઈશ્વર કૃપાથી અન્ય ઉદ્યોગો તમને આવી તો મળશે,
સટ્ટા કેરો કુછંદ છોડતાં સર્વ દુ:ખડાં તો ટળશે.

---

## આજ કાલના વધારા.

ફરસટ આ દુનીયા માંહી ફક્કડ મેનો બહુ વધવાના,
કોલર નેકટાઈ ગળે લગાવી આનંદમાંહ ફરવાના;
બુટ સ્ટોકીંગથી સજ થઇને સ્ટીક ઝાલી ફરવાના,
ઓલ દુનીયાની માંહી આવા સુધારા બહુ વધવાના.
બીજે બીડી મરચન્ટો આ દુનીયા માંહી બહુ દેખાવવાના,
ગલીએ ગલીએ દુકાન કહાડી ભાઇસાહેબ બેસવાના;
લોહીનું પાણી થાશે ફાયદા એટલા થાવાના.—ઓલ.

ત્રીજે ટી મરચન્ટો આ દુનીયામાં બહુ દેખાવવાના,
કોઈ મસાણી તો કોઈ સમસાણી હોટલના માલીક થાવાના;
ગ્નાતી ભેદો દુર કરીને સાથે બેસી જમવાના.—ઓલ૦
ચોથે કંઈ ચાલાક નરો રોપ મારીને ફરવાના,
ફેશનેબલ કપડાં પહેરી ટાપટીપ પુરતી કરવાના;
ઘરની અંદર નાણા માટે શંખમશંખા ઉડવાના.—ઓલ૦
પીફૃથભાઇ ફોટોગ્રાફર ફ્રેનોલોજીસ્ટ વધવાના,
ભવીશય તમારૂં દોઢીયાં આપો જલદી ભાખી આપવાના;
પોતાનું ભવીશ કયારે ખુલશે તે માત્ર ભગવાન જાણવાના.—ઓલ૦
છઠ્ઠે છન્નુ ટકા ભાઇ છ વ્યસનોમાંથી કોઇક બચવાના,
ચહા, ચીરૂટ, બ્રાન્ડી ને સીગારેટ ઘણા જણા તો પીવાના;
પરધન હરતાં ખરાબ કામ કરતાં કોઈ વીરલા નર તો ડરવાના.—ઓલ૦

સાતમે ખાનગી સરવીસ કરનારા આ દુનીયામાં બહુ વધવાના,
ટક્કાના ત્રણ શેરે દમડીના દોઢ શેરે ઉપર માગ્યા એ મલવાના;
નોન મેટરીકની વેલ્યુ ભાઈ કોઇ ભાગ્યેજ કરવાના.—ઓલ૦
આઠમે મીથ્યા આડંબર આ દુનીયા બહુ લોકો કરવાના,
દેખાદેખી વ્યસનોમાં ને ફેશનમાં બહુ ફસવાના;
પાકો વીચાર કર્યા વીના તન, મન, ધનની પાયમાલી કરવાના.—ઓલ૦

નવવે કોઇ નાડી વૈદ્યો આ દુનીયામાં એકાદ પુસ્તક વાંચી થાવાના,
નાડી તપાસની પરીક્ષામાં ઢઢા જેટલું જાણવાના;
ખરા વૈદક શાસ્ત્રીને કલંક આવા લગાડવાના.—ઓલ૦
દશમે આ દુનીયાની માંહી ડોસા જલદી બનવાના,
જુવાનીના ખરા જોશને ભ્રષ્ટ કરી તો નાંખવાના;
જુવાનીમાં બુઢ્ઢા જેવા હાલ હવે યુવાનોના દેખાવાના.—ઓલ૦

અગીઆરમે આ ઈન્ડીઆ માંહી રોગી મેનો બહુ વધવાના,
કોઈને સીકનેસ કોઇને વીકનેસ કનઝંપશન કોન્સ્ટીપેશન થાવાના.
કોઇને ચાંદી કોઈને પરમીયા કોઇને વીસ્ફોટક થાવાના—બોલ૦
બારમે બેરીસ્ટર, પ્લીડર, સોલીસીટર બહુ વધવાના,
ડોકટર, ઍારટર, મીસટર, ટયુટર ટર ટર ડીગ્રી મેળવી ફરવાના;
ટર ટર સો કોઇ થાશે જરથી તર કોઈ ભાગ્યે થાવાના.—બોલ૦
તેરમે ત્રીભુવન કૃપા કરે ને બ્રીટીશ રાજ અમર રહે,
શંકરલાલ તો માફી માગી સર્વ બોધ તમને કહે;
નીતી, સદાચાર, સદગુણ વધારી આનંદમાં જે કોઈ રહેશે,
સ્વર્ગમાંથી ઝરતું અમૃત વીરલો નર તે તો પીશે.

---

## મુંબઇની કમાણી મુંબઇમાં સમાણી.

——:o:——

### મન્થલી સરવઈયું.

લોકો ભલે વીચાર કરી કરીને આ દુનીઆમાં થાકવાના,
પણ પૈસાદાર અક્કલ વીના કોઈ ભાગ્યેજ થાવાના.
શોખ લાગ્યા ફેશન કેરા પાયમાલ તેમાં થાવાના,
મુંબઇ નગરીના કમાયલા નાણાં મોજ શોખોમાં જાવાનાં.
પચાસ રૂપીઆ પરાણે કમાતા તેમાંથી બે રૂપીઆ પાનપટીમાં જાવાના,
ફરસ્ટ કલાસ વોશીંગ કમ્પની સહેલમાં બે રૂપીઆ ખરચાવાના;
દુ રૂપીઆ તલક બીડીઓની મોજશોખમાં જાવાના—મુંબઇ.
સારો બારબર હેરકટીંગમાં મળે તેમાં એકાદ રૂપીઓ ખરચવાના,
સેન્ટ લવંન્ડરની શોખ શહેલમાં એકાદ રૂપીઓ વાપરવાના;
ચીરૂટ સીગારેટના શોખીન વ્યસનોમાં એકાદ બે ખરચાવાના—મુંબઈ.

હોટલમાં તો હાજરી આપતો દરરોજના એકાદએ આના જવાના,
એ હીસાબે ફોર રૂપીઝ મહીનામાં વપરાવાના;
ભાઈ દોસ્તોને ટી પાર્ટી આપતાં બે રૂપીઆ તો જવાના—મુંબઈ.
નાટક દેવની દરશન કરવા જાતાં બે રૂપીઆ ખરચાવાના,
વળી શોખ હોય જો બોટલનો બે ચાર તેમાં જવાના;
સોડા—લેમન—જીંજર માંહી એકાદ રૂપીઓ ખરચ કરવાના—મુંબઈ.
પચાસ રૂપીઆની માંહીંથી વીશ પચીશ આવી રીતે ખરચાવાના,
બાકીના રહેલા રૂપીઆમાંથી કુટુંબ ખરચ કેવી રીતે કરવાના;
કંઈક બન્ધુ ઉધારે લાવી પણ રોપ પુરતો મારવાના—મુંબઇ.
ફરસ્ટ બન્ધુ ઇશ્વરને આ દુનીયામાં કોઇ માનવાના,
સેકન્ડ બંધુ કરકસર ને નીરવ્યસની થઈ ફરવાના;
ત્રીજો બંધુ ઉદ્યોગ હુન્નર યા ઉત્તમ નોકરી કરવાના (સુખી).

---

## ઉપકાર.

હિન્દુ, મુસલમાન, પારસી, યુરોપીઅન અને યુરેઝીઅન, જે ભાઈઓએ આ ચોપડી વાંચી તેના કાવ્યો સાંભળી મને જે ઉત્તેજન આપ્યું છે તેમનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનું છું. મારા લખવાનો ઉદ્દેશ માત્ર દરેક બન્ધુ દુરાચાર, દુષ્ટ વ્યસન, ફેશન આદીથી દરેક મનુષ્ય બચવા પામે કે જેથી તેમને દુષ્ટ વ્યસનો છોડવાથી ખરી તનદુરસ્તી, દુરાચાર છોડવાથી સદગુણ ને ફેશન છોડવાથી ધનનો બચાવ અવશ્ય થશે. છતાં કોઈ પણ સ્થળે મારી ભુલ બોલવા, ચાલવામાં કે લખવામાં દેખાય તો ખરા અંતઃકરણથી માફી આપશો.

તમે ચોપડી ખરીદી જે ઉત્તેજન આપો છો તે નાણું શરીરની સારી ખીલવણી કરવાની શોધોમાં વપરાય છે.

લી૦ સેવક,

શંકરલાલ પી. વ્યાસ

---

# હે પ્રભુ ન્યાયી બ્રીટીશ રાજ અમર રહો!

—:૦:—

(કાવ્ય બીજું-રાગ જય જય ગરવી ગુજરાત.)

લેખકઃ—શંકરલાલ પિતામ્બર વ્યાસ.

અમર તપો આ રાજ, પ્રભુજી અમર તપો આ રાજ;
ના રહે કોઈ મનુષ્યના રાજ, પ્રભુજી અમર તપો આ રાજ—
સુલેહ સંપ દુનીયામાં વધ્યાં ને થયો વીજ્ઞાનનો પ્રકાશ,
ન્યાય ન્યાય દુનીયામાં વધે ને હુન્નર ખીલે જાય.—અમર૦
કોઈ કોઈથી લડે નહી ને કરે છે મનુષ્ય કલોલ,
ચોર ડાકુના ભયના ત્રાસને કીધો મરણને તોલ.—અમર૦
જ્યોર્જ રાજા ઘણું જીવો ને ઘણું જીવો મેરી માત,
બ્રીટીશ રાજ આ દુનીયા માંહી ન્યાય દયા માટે થયું પ્રખ્યાત—
અમર૦

---

છપાવનારઃ—શંકરલાલ પીતામ્બર વ્યાસ. [ ૩૯૪x૭૪.
હાલનું ઠેકાણું:—મગનબાગ, પરેલ રોડ—મુંબઈ.
છાપનારઃ—શા. મગનલાલ જગજીવનદાસ.
ઠેકાણું—શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ.